# ગ્રામ પંચાયત એક્ટ

## સંસ્થાન—સચીન

સને ૧૯૨૧.



સુરતમાં ભાગાતળાવ રોડપર "શણગાર" પ્રેસમાં પી. બ. પટેલે છાપ્યો

# સચીન સ્ટેટ ગામ પંચાયત એક્ટ સને ૧૯૨૧ નો.

## ભાગ ૧ લો.

૧. આ કાયદાને સચીન સ્ટેટનો ગામ પંચાયતનો એક્ટ કહેવો.

**સંજ્ઞા અને વિસ્તાર.**

૨. આ રાજ્યના સઘળા ગામોને આ કાયદો લાગુ કરવામાં આવે છે. પણ હાલમાં ડુમસના સુબર્બમાં લીઝ પટાની જમીન ઊપર કાંઇપણ લોકલ ફંડ લેવામાં આવતો નથી તેથી ડુમસના સુબર્બમાં ગામ પંચાયત નીમવામાં આવશે નહિ. સુબર્બની લીઝ પટાની જમીન સિવાયની બીજી બધી જમીન ઉપર લોકલ ફંડ લેવામાં આવે છે અને તેવી જમીન ધારણ કરનારાઓને ભીમપોર ગામ પંચાયતમાં દાખલ કરવામાં આવશે.

૩. આ કાયદો તા૦ ૧ ઓગષ્ટ ૧૯૨૧ થી અમલમાં આવશે.

## ભાગ ૨ જો.

### પંચાયતનું બંધારણ.

**કયા ગામે પંચાયત રાખવી.**

૪. જે ગામે એક હજાર અગર તેથી વધારે વસ્તીની સંખ્યા હશે તેવા દરેક ગામે ગામ પંચાયત નીમવામાં આવશે.

૧. પણ જો કોઇ ગામે એક હજાર કરતાં ઓછી વસ્તી હશે

અને તે ગામે ગામ પંચાયત નીમવાની નામદાર સરકાર સાહેબની ઇચ્છા હશે તો હજુર હુકમ મુજબ નીમવામાં આવશે.

૨. જે એક હજારથી ઓછી વસ્તીવાળા ગામે જુદી પંચાયત રાખવાનું નામદાર સરકાર સાહેબને યોગ્ય નહિ લાગશે તો નીચેની કલમ ૫ મુજબ આવા ગામોના જથ્થા બાંધવામાં આવશે.

**જથ્થા નક્કી કરવા બાબત.** ૫. (૧) એક હજારથી કમી વસ્તીવાળા સઘળા ગામોના જુદા જુદા જથ્થા નામદાર સરકાર સાહેબની મંજુરીથી દિવાનજી સાહેબ બનાવશે.

૨. આ જથ્થા નક્કી કરવામાં મધ્ય ભાગનું એક મુખ્ય ગામ લઇ તેની ચારે બાજુના પાંચ માઇલનો અંદરના જે ગામો હોય તે બધા મળી એક જથ્થો બાંધવો. જ્યાં મુશ્કેલી આવે ત્યાં માઇલનો વિસ્તાર નામદાર સરકાર સાહેબની મંજુરીથી વધારી શકાશે.

**પંચના મેમ્બરોની સંખ્યા નક્કી કરવા બાબત.** ૬. દરેક પંચાયતમાં ગામની વસ્તીના પ્રમાણમાં દર અઢીસે આદમી દીઠ એક એ પ્રમાણે મેમ્બર નીમવામાં આવશે. પરંતુ કોઇપણ સંજોગોમાં એકંદર પાંચ કરતાં કમી અથવા નવ કરતાં વધારે મેમ્બર નીમી શકાશે નહિ.

પ્રેસીડન્ટ સિવાયના પંચના અડધા મેમ્બરો ગામ લોકો તરફથી ચુંટાશે અને અડધા મેમ્બરો સ્ટેટ તરફથી નીમવામાં આવશે.

ઉપર બતાવ્યા મુજબ પ્રેસીડન્ટ સિવાય પંચના મેમ્બરોની સંખ્યા ગામના પ્રમાણમાં ચાર, છ અને આઠ સુધી રાખવામાં આવશે.

**પંચના મેમ્બરો નીમવાનો અધિકાર.** ૭. ઉપર બતાવ્યા મુજબ પંચના મેમ્બરો નીમવાનો અધીકાર દિવાન સાહેબની ભલામણ ઉપરથી નામદાર સરકાર સાહેબ વાપરશે.

**સ્ટેટ તરફથી પંચના મેમ્બરો અને પ્રેસીડન્ટની નીમણુક.** ૮. સ્ટેટ તરફથી નીમવાના પંચના મેમ્બરોમાં દરેક ગામ અથવા જથ્થા હોય તો તે જથ્થાનો:—

(અ) મુક્ષ્ી પટેલ.

(ઘ) નિશાળનો મહેતાજી (દર માસે રૂા. ૨૦ ના પગાર ઉપરાંતનો).
(ક) તલાટી.

હોદ્દાની રૂએ પંચના મેમ્બર નીમવામાં આવશે.

(૨) નામદાર સરકાર સાહેબ બીજી રીતે હુકમ કરે ત્યાંસુધી ગામ પંચાયતમાં મુલકી પટેલ જે સ્ટેટના નોકર છે તે પ્રેસીડન્ટ થશે.

૯. જે શખસની પંચમાં નીમણુંક કરવાની હોય તે શખસ

**પંચના મેમ્બર થનારની લાયકાત બાબત.** તે ગામનો અગર જથ્થા પૈકી કોઇ ગામનો જે કાયમનો રહીશ હોવા ઉપરાંત.

(અ) દર સાલ રૂ૦ ૧૦૦ અગર વખતો વખત સરકાર સાહેબ બહાદુર ઠરાવે તેટલી રકમ કરતાં ઓછી નહિ હોય તેટલા આકાર આપતી સરકારી જમીનનો ખાતેદાર અગર

(બ) હજાર રૂ૦ અગર વખતો વખત જે રકમ નામદાર સરકાર સાહેબ ઠરાવે તે કરતાં ઓછી નહિ એટલી કીંમતની સ્થાવર મીલકતનો માલીક અગર

(ક) દર સાલ રૂા. ૩૦૦ અગર વખતો વખત જે રકમ નામદાર સરકાર સાહેબ ઠરાવે તે કરતાં કમી નહિ એટલી પેદાશ જેને કોઇપણ ધંધામાંથી થાય છે અગર

(ડ) સ્ટેટના કાયમના રહીશો જેણે આર્ટસ, એગ્રીકલચર, લૉ, મેડીશીન, અથવા એન્જીનીયરીંગની ઉંચી ડીગ્રી સંપાદન કરી હોય તેવો હોવો જોઇએ.

અપવાદો:--પંચના મેમ્બરો નીમવાના હોય તેની લાયકાત વગેરે નીમણુંક કરનાર અમલદારે જોઇ નીમવાના છે તેથી ઉપરની કલમ મુજબ લાયક ન હોય પરંતુ બીજી રીતે પંચના મેમ્બર તરીકે નીમાવવા કોઇ શખસ લાયકાત ધરાવતો હોય તો તેવા શખસની નીમણુંક કરવાની જરૂર પડેથી તેમ કરવાનો આ કલમથી બાધ આવશે નહિ.

૧૦. પંચાયતના મેમ્બરોની ચુંટણીમાં નીચે લખેલા શખશોને મત આપવાનો અધીકાર રહેશે.

(૧) ખાતા અથવા ઇનામી જમીનના દર વરસે રૂ૦ ૨૫ નો જમીનનો

આકાર ભરનાર પછી તે જમીન તેના નામ ઉપર હોય અથવા પેટા ભાગીદાર તરીકે જમીન તેના કબજામાં હોય તે

(૨) ગામના કાયમના રહીશ જે રૂ૦ ૨૦૦) અથવા તેથી વધારે કીંમતની સ્થાવર મીલ્કતના માલીક હોય તે.

**નીચે લખેલા શખશોને પંચાયતમાં કામ કરવાનો અધીકાર છે.**

(૧) જમીનના ધારણ કરનાર જે રૂ૦ ૧૦૦) નો ખરેખરો સરકાર ધારો ભરતો હોય તે અગર જો આ જમીન તેના નામે હોય અથવા પેટા ભાગીદાર તરીકે તેના કબજામાં હોય.

(૨) ગામનો કાયમનો રહીશ જે રૂ૦ ૧૦૦૦) ની કીંમતની સ્થાવર મીલ્કતનો માલીક હોય તે.

(૩) જે લોકો સ્ટેટમાં રૂ૦ ૨૫) અથવા તે ઉપરાંતનો ઇન્કમટેક્ષ ભરતા હોય અને સ્ટેટના કાયમના વતની હોય તે.

(૪) સ્ટેટના જાહેર યુનાવર્સીટીની જેવી કે આર્ટસ, એગ્રીકલ્ચર, લૉ, મેડીસીન અથવા એન્જીનીયરીંગની ઉંચી ડીગ્રી સંપાદન કરી હોય તે.

નોટઃ--પરેશોને મત આપવાનો હક છે અને તેઓ પંચમાં દાખલ થઇ શકે છે.

**મત આપવાને અથવા પંચના મેમ્બર તરીકે દાખલ થવાને નાલાયક.**

૧૧. નીચે લખેલા શખશો મત આપવાને અથવા પંચમાં દાખલ થવાને નાલાયક છે.

(૧) વગર વારંટે પોલીસ પકડી શકે તેવા ગુનાહ કર્યા બદલ જેને શિક્ષા થઇ અને તે પાછળથી રદ થઇ ન હોય તેવા શખશો.

(૨) સુલેહ રાખવાના અથવા સારી ચાલના જેની પાસે જામીન લેવાયા હોય અને તેની મુદ્દત પુરી થઇ ન હોય તેવા શખશો.

(૩) ખરાબ ચાલ અથવા કોઇ ગંભીર પ્રકારના ગુનાહ અથવા સ્ટેટ વીરૂદ્ધના કોઇ કૃત્ય કરવામાં અથવા રાજદ્રોહી સભાઓમાં ભાગ લેવા માટે હજુર હુકમથી મેમ્બર થવા લાયક નથી એવા જાહેર થએલા શખશો.

(૪) જેણે દેવાળું કાઢ્યું હોય, જે નાદાર થઇ ગયો હોય તેવા શખશો.

(૫) સઘળી સ્ત્રીઓ અને અઢાર વરસ અંદરના પુરૂષો.

(૬) ડુમસ સુલતાનાબાદના રહીશો જેઓ સ્ટેટના કાયમના રહીશ નથી તેવા જો કે તેઓ લાયક હોય તોપણ.

(૭) ડુમસ સુલતાનાબાદના બંગલાના માલીકો

(૮) સ્ટેટની બહારના રહીશો જેઓ સ્ટેટના ગામોમાં જમીન ધરાવતા હોય તે.

૧૨. દર ત્રીજે વરસે મે મહિનામાં ગામના તલાટીએ નીચેના લીસ્ટો તૈયાર કરવાનાં છે.

(૧) મત આપવાને લાયક હોય એવા શખસોનું લીસ્ટ.

(૨) પંચાયતના મેમ્બર તરીકે કામ કરી શકે એવા શખશોનું લીસ્ટ તલાટી ઉપલા લીસ્ટની બબે નકલો તઇયાર કરી તેમાંથી એક નકલ ગામના ચોરામાં પ્રસીદ્ધ કરશે અને એક નકલ દિવાન સાહેબ તરફ મોકલી આપશે અને તેજ વખતે ગામમાં ઢેડા પાસે સાદ પડાવી ખબર આપશે કે આવી બાબતના લીસ્ટો તઇયાર કરી પ્રસીદ્ધ કરવામાં આવ્યા છે અને તે લોકોને જોવા માટે ખુલ્લાં રાખ્યાં છે. આ લીસ્ટો તા૦ ૭મી મે પહેલાં પ્રસીદ્ધ થવાં જોઇયે.

૧૩. જે કોઇ શખશને આ લીસ્ટ સામે વાંધો હોય અથવા તેમાં કાંઈ સુધારો વધારો કરાવવાની મરજી હોય તો તેણે કારણ સહીત લેખીત અરજી દિવાન સાહેબને આ લીસ્ટો પ્રસીદ્ધ થયા પછી આઠ દિવસની અંદર કરવી.

૧૪. ઉપર પ્રમાણેની અરજી દિવાન સાહેબને મલ્યા પછી તેઓ યોગ્ય લાગે તે પ્રમાણે તપાસ કરી કોઇ માણસનું નામ વધારવા અથવા કમી કરવા ઠરાવ કરશે. અને તે બાબતની ખબર અરજી કરનારને તથા લીસ્ટમાં ફેરફાર કરવાને તલાટીને આપશે. તે બાદ આ લીસ્ટો છેવટના ગણાશે.

૧૫. પંચના મેમ્બર તરીકે કામ કરવાને લાયક હોય એવા શખસનું લીસ્ટ પ્રસીદ્ધ થયાની તારીખથી પંદર દિવસની અંદર કોઇ શખસ તે પંચમાં મેમ્બર તરીકે કામ કરવાને ઉમેદવાર હોય તેણે પોતાનો લેખી ઇરાદો દિવાન સાહેબને જાહેર કરવો. તા૦ ૧ લી જુન સુધીમાં જેટલી અરજીઓ આવી હોય તે ઉપરથી દરેક ગામ પંચાયતના ઉમેદવારનું લીસ્ટ દિવાન સાહેબે તા૦ ૫મી જુનનાં રોજ તઇયાર કરાવવું અને મત આપનારની

કાબુને માટે તે લીસ્ટ ગામવાર અથવા ગામોના જથાવાર પ્રસિદ્ધ કરાવવું.

૧૬. દરેક ગામ પંચાયતના મેમ્બરની ચુંટણી માટે તારીખ નક્કી કરી પ્રસીદ્ધ કરવામાં આવશે. ચુંટણી માટે તારીખ અને વખત મુકરર થયો હશે તે વખતે ગામના ચોરામાં અથવા જથાના મુખ્ય ગામનાં ચોરામાં મત આપનારાઓને તલાટી ભેગા કરશે, ચુંટણીનો દિવસ તા૦ ૧૫ જુનથી તા૦ ૧૫ મી જુલાઈ વચેનો હોવો જોઈએ.

૧૭. દિવાન સાહેબ અથવા આ કામને માટે નીમાયલો સ્ટેટનો કોઈ જોખમદાર અમલદાર દરેક ગામે ચુંટણી થતી વખતે નીમેલી તારીખ અને વખતે હાજર રહેશે, જેટલા મેમ્બરોએ ચુંટાવા માટે અરજ કરી હશે તેટલી પેટીઓ ચોરાના અંદરના ભાગમાં મુકવામાં આવશે અને દરેક પેટી ઉપર મેમ્બરનું નામ લખવામાં આવશે. લીસ્ટ મુજબ મત આપનારનું નામ બોલવામાં આવશે અને દરેક મત આપનારને નામદાર સરકાર સાહેબની અથવા દિવાન સાહેબની શહીવાળી કાપલી (અથવા બીજી કોઇ નીશાની) આપવામાં આવશે. જે લઈને દરેક મત આપનાર ઉતારાની અંદરના ભાગમાં જશે અને જે ઉમેદવારને મત આપવા તેની ખુશી હશે તેની પેટીમાં તે કાપલી નાખશે.

૧૮. મત લેવાનું કામ પુરૂં થયા પછી જે શખસ પ્રેસીડન્ટ હશે તે એક કમેટી નીમશે અને તે કમીટીનો તે મુખી ગણાશે કમેટી અને સઘળા ઊમેદવારોની હાજરીમાં દરેક પેટી ખોલવામાં આવશે અને દરેક ઊમેદવારના મતોની ગણત્રી કરવામાં આવશે. અને તેની નોંધ કરવામાં આવશે. મત ગણવાનું કામ પુરૂં થયા પછી મતોની સંખ્યા મુજબ નામો ગોઠવવામાં આવશે. અને પહેલા બે, ત્રણ અથવા ચાર શખશો (જે સંખ્યા મુજબ ચુંટવા ના હશે તે) ચુંટાયલા જાહેર કરવામાં આવશે અને તે બાબતનો રિપોર્ટ દિવાન સાહેબને કરવાનો છે. દિવાન સાહેબને રિપોર્ટ

મળ્યા પછી પોતાની સહી અને સિક્કાવાળું એક જાહેરનામું તઇયાર કરાવી ગામના તલાટી તરફ મોકલશે: અને તલાટી તે જાહેરનામું ગામના ચોરામાં પ્રસિદ્ધ કરી તે બાબતની જાહેરાત લોકોને આપશે.

૧૯. સરકારી પત્ર વહેવારમાં પંચના મેમ્બરોને રાજેશ્રી લખવામાં આવશે.

૨૦. ઉપરની કલમ પ્રમાણે ગામ પંચાયતની કરેલી નીમણુક ત્રણ વરસ સુધી કાયમ રહેશે અને હર ત્રીજે વરસે નવી પંચાયત નીમવામાં આવશે. દરેક પંચાયતની મુદ્દત તા૦ ૧ ઓગષ્ટથી ગણાશે.

૨૧. ગામ પંચાયતની ત્રણ વરસની મુદત દરમ્યાન નીચે લખેલા શખશોનાં નામો કમી કરવાની દિવાન સાહેબને સત્તા છે.

(અ) જે સખશે રાજીનામું આપ્યું હોય.
(બ) જે શખશ ગુજરી ગયો હોય.
(ક) જે શખશ નાલાયક ઠર્યો હોય.
(ડ) જે શખશને શિક્ષા થઈ હોય.
(ઈ) જે શખશ કાંઈપણ કારણ સિવાય વારંવાર ગેરહાજર રહેતો હોય.

ઉપર મુજબની ખાલી પડેલી જગો નામદાર સરકાર સાહેબ તરફથી નીમનુક કરી પુરવામાં આવશે, જો દિવાન સાહેબને માલમ પડે કે આ કાયદા મુજબ કામ કરવાને કેટલાક કારણથી ગામ પંચાયત ના લાયક છે તો આ પંચાયતને ના લાયક ગણવા માં આવશે અને બાકીની મુદત માટે નામદાર સરકાર સાહેબ તરફથી બીજી પંચાયત નીમવામાં આવશે.

જો ગામ પંચાયતની ગંભીર ગેરવર્તણુક માલમ પડશે તો ગામને પંચાયત નીમવાનો જે હક આપ્યો છે તે ખેંચી લેવાને સ્ટેટ મુખત્યાર છે.

૨૨. ગામ પંચાયતના પ્રેસીડન્ટ ગામના ચોરામાં મીટીંગ ભરશે અને મેમ્બરોમાંનો કોઈ લખવાનું કામ કરી શકે એવો

નહિ હશે તો તલાટી લખવાનું કામ કરશે. પંચાયતનું સઘળું કામકાજ એક મીનીટ બુકમાં દાખલ કરવાનું છે, જેના ઉપર પંચના જે મેમ્બરો હાજર હશે તે બધાએ અને પ્રેસીડન્ટે સહી કરવાની છે અને આ પ્રોસીડીંગની એક નકલ પ્રેસીડન્ટની સહીવાળી તુરતજ દિવાન સાહેબ તરફ મોકલવાની છે.

૨૩. પ્રેસીડન્ટ અથવા ચેરમેન અને ઓછામાં ઓછા બે મેમ્બરની હાજરી સિવાય ગામ પંચાયતની મીટીંગનું કાંઇપણ કામકાજ ચલાવી શકાશે નહિ.

૨૪. દિવાન સાહેબ અથવા નામદાર સરકાર સાહેબ તરફથી ખાસ નીમાયલા અમલદાર આ મીનીટ બુક તપાસી શકશે અને પંચાયત વીરૂદ્ધ થએલી ફરીઆદની તપાસ કરી શકશે

૨૫. સ્ટેટના કામકાજને લગતા કોઈ સવાલો બદલ પંચાયતની કોઇપણ મીટીંગમાં વિચાર કરવા દેવામાં આવશે નહિ.

૨૬. હાલમાં નીચે લખેલા કામો ગામ પંચાયતે કરવાના નથી.

(એ) ડીસ્પેનસરી અને તેને લગતા મકાનો રીપેર કરવાનું કામ.

(બી) નીચેના રસ્તા રીપેર કરવાનું અને તેને સારી સ્થીતિમાં રાખવાનું.

૧. લાજપોર સુરતનો રસ્તો.
૨. ગવીએર ભીમપોરનો રસ્તો.
૩. ગવીએર ડુમસનો રસ્તો.
૪. ડુમસ ભીમપોરનો રસ્તો.
૫. કનસાડ સચીનનો રસ્તો.

(સી) ડુમસ મારકેટ.

(ડી) સ્ટેટની પોલીસ ચોકીઓ.

(ઈ) શીતળા ખાતું.

(એફ) દુકાળના વખતમાં રીલીફ કામો

(જી) કેળવણી.

(એચ) ગામના ચોરા જે પટેલે રીપેર કરવાના છે અને જેને માટે

પટેલને રકમ મળે છે તે ચોરા.

(આઇ) મહેલો, ઓફીસરના મકાનો, કારકુનના મકાનો અને ઓફીસના મકાનો.

૨૭. ગામ પંચાયતે નીચેનાં કામો કરવાનાં છે.

( એ ) રસ્તાની બાજુના ઝાડો ઉછેરવાનું અને જે ઝાડો છે તેને સારી સ્થીતિમાં રાખવાનું.

( બી ) મકાનો—ધર્મશાળા, તથા નિશાળના મકાન રિપેર કરવાનું કામ.

( સી ) કલમ ૨૬ માં જે રસ્તા બાદ કર્યા છે તે સિવાયના ગામની હદની અંદરના રસ્તાઓ.

( ડી ) કુવા, તળાવ, નાળાં વગેરે પાણીના સાધનો.

( ઇ ) સ્ટેટ તરફથી રકમ મળતી હોય તેવાં દેવસ્થાનો ઉપર દેખરેખ રાખવાનું કામ.

(એફ) નિશાળ માટે મકાનો પુરાં પાડવાનું કામ.

૨૭. (એ) આ સ્ટેટના ગામ પંચાયતના મેમ્બરોને ગામ પંચાયતના કાયદા મુજબ કોરમ થએથી એકઠા મલીને નીચે લખ્યા મુજબના સીવીલ અને ફોજદારી કેશો ચલાવવાનો તથા તેના ચુકાદા આપવાનો અધીકાર જ્યારે આપવામાં આવે ત્યારે વાપરવાનો છે.

રૂ૦ ૨૫) પચીસની રકમ સુધીના પૈસા સબંધી દાવાઓ ચલાવી તેનો નીકાલ કરી શકશે પણ સ્થાવર મિલ્કત સબંધી કોઇપણ જાતનો દાવો ચલાવી શકાશે નહી.

વીલેજ પોલીસ એક્ટ મુજબ પોલીસ પટેલોને હલકી મારામારી, ગાળાગાળી, હલકી ચોરી બીગાડ અને જે બીજા ગુનાહના કેસોનો ઇન્સાફ કરવાનો અધીકાર છે, તે મુજબના ગુનાહની ચોકશી કરી વીલેજ પોલીસ એક્ટ મુજબ દંડ અને કેદની સજા કરવાનો જે અધીકાર છે તે આપવામાં આવે છે.

આવા કેશો ઉપરની અપીલ દીવાન સાહેબ સાંભળશે.

૨૮. પંચમાં નીમાયલા મેમ્બરોને તેઓનાં કામ કરવા બદલ કંઇપણ લવાજમ મળશે નહિ. પણ તેમને સાર્વજનિક નોકર તરીકે ગણવામાં આવશે અને સાર્વજનિક નોકર તરીકેની સઘળી ગુન્હાનાં કૃત્ય બદલ જોખમદારી અને ફરજો તેમને શીર રહેશે.

૨૯. જમીનના આકાર અને બીજા રેવન્યુના માગણા ઉપર સ્ટેટ તરફથી એક રૂપીએ એક આના મુજબનું લોકલ ફંડ લેવામાં આવે છે. આ લોકલ ફંડનો મુખ્ય મુદો એ છે કે તેનો ૨/૩ ભાગ સુધારા વધારા માટે અને ૧/૩ ભાગ કેળવણીમાં વાપરવો જોઇએ તેથી લોકલ ફંડનો ૨/૩ ભાગ પંચાયતને કારભાર ચલાવવાને માટે અલાહીદો કહાડી આપવામાં આવશે. એક વરસમાં લોકલ ફંડની જે રકમ એકઠી થઇ હોય તેનો ૨/૩ ભાગ બીજા વરસમાં પંચાયતના ઉપયોગ માટે મળી શકશે અને તે રકમ બાબત પંચાયતને ખબર આપવામાં આવશે.

તે પછી ગામ પંચાયતના ગામના આગેવાન ગ્રહસ્થો અને પટેલ તલાટીની એક મીટીંગ મેળવશે અને વર્ષ દરમ્યાન જે જે લોકોપયોગી કામ કરવાના હશે તે નક્કી કરશે. દરેક કામ ઉપર કેટલો ખર્ચ થશે તેની હકીકત સાથે દિવાન સાહેબને રિપોર્ટ મોકલવાનો છે અને દિવાન સાહેબ જે કામ કરવાનું વાજબી ધારશે તેના પ્લાન એસ્ટીમેટ વગેરે તઇયાર કરવાનું સ્ટેટના ઇન્જીનીયરને સોંપશે જે કામો સાદા અને ફક્ત રીપેરના હશે તેના પ્લાન કરાવવાની જરૂર નથી આ કામમાં સ્ટેટના ઇન્જીનીયરની મદદ મફત મળશે.

સઘળી ગામ પંચાયતના રિપોર્ટ મલ્યા પછી દિવાન સાહેબ એક બજેટ તઇયાર કરી નામદાર સરકાર સાહેબ હજુર મોકલશે અને તે બજેટ નામદાર સરકાર સાહેબ તરફથી મંજુર થઇ આવ્યા બાદ દરેક પંચાયતે ક્યા ક્યા કામો કરવાના છે તેનો ઉતારો મોકલવામાં આવશે જો કોઇ ગામ પંચાયતને વરસની ગ્રાન્ટ પૈકી અમુક રકમ કોઇ મોટા કામ માટે તે પછીના

વરસમાં ઉપયેગમાં લેવાની મરજી હશે તો તે રકમ અમુક કા માટે રીઝર્વ તરીકે બતાવવાની છે અને આવી રકમ બજેટમા જુદી બતાવવામાં આવશે અને જરૂર પડે ત્યાંસુધી અનામત તરીકે રાખવામાં આવશે.

૩૦. મંજુર થએલું બજેટ મલ્યા પછી પંચાયતના પ્રેસીડન્ટ મીટીંગ બોલાવીને જે કામ મંજુર થયા હોય તે ચલાવવાની ગોઠવણ કરશે. હાજરી પત્રક અને બીજા ફારમો રિપોર્ટ આવેથી સ્ટેટના ઇન્જીનીયર તરફથી પુરા પાડવામાં આવશે.

૩૧. પ્રેસીડન્ટ અને મેમ્બરો જે કામ ચાલતા હશે તે ઉપર દેખરેખ રાખશે અને કામો ઉપર દેખરેખ રાખવા માટે પોત પોતામાં કામની વહેંચણી કરી લેશે, પણ કામ ઉપર જે ખર્ચ થયો હશે તેના વાજબીપણા અથવા ખરાપણા બદલ સઘળા મેમ્બરો એકત્રપણે અને જુદા જુદા જવાબદાર ગણાશે.

૩૨. દર પખવાડીએ પ્રેસીડન્ટ જે ખર્ચ થયો હશે તેનાં બીલો વાઉચરો સાથે દિવાન સાહેબ તરફ મોકલશે, આ બીલો મલ્યા પછી દિવાન ઓફીસમાં તે તપાસવામાં આવશે અને તપાસ્યા પછી મંજુરત માટે તથા ખર્ચ પાડવા માટે શેરો કરવામાં આવશે અને બીલો નાણાં સાથે પાછા મોકલવામાં આવશે. સઘળા નાણા પ્રેસીડન્ટ એક મેમ્બર અને ગામના પટેલ તલાટીની રૂબરૂ ચુકવવામાં આવશે અને નાણાં બરાબર ચુકવવામાં આવ્યાં છે તે બદલ એ સઘળાએ બીલ ઉપર સહી કરવાની છે. જ્યારે એક કામ પુરૂં થાય ત્યારે પ્રેસીડન્ટે તે કામને લગતા તમામ કાગળો કમપ્લીશન સર્ટિફિકેટ સાથે દિવાન સાહેબ તરફ મોકલવાના છે. દિવાન સાહેબ તે કામ તપાસી બરાબર થયું છે એવું સર્ટિફિકેટ આપવા માટે અને દિવાન ઓફીસમાં કાગળો પાછા મોકલવા પોતાની ઓફીસમાંથી એક ઓફીસર નીમી મોકલશે અને જે ગામ પંચાયતને લગતા કામો હશે તે ગામ

બાબતની ફાઇલમાં કાગળો દાખલ કરવામાં આવશે.

૩૩. જો કોઇ ગામ પંચાયતને માલ પુરો પાડવાનો અથવા કાંઇ કામનો કંટ્રાકટ આપવો હોય તો તે પ્રેસીડન્ટ અને સઘળા મેમ્બરની લેખી સંમતીથી આપવો અને ગામના પટેલ તલાટીની રૂબરૂ આપવો જોઇએ.

૩૪. દિવાન સાહેબ અથવા સ્ટેટનો કોઇ અમલદાર જેનો પગાર રૂ૦ ૧૦૦) અને તેથી વધારે હોય તેને ગામ પંચાયતનો હિસાબ તપાસવા અને જો કાંઇ ઘટ માલમ પડે તો તે બાબત રિપોર્ટ કરવાનો અધિકાર છે. દિવાન સાહેબ આ કામ માટે કોઇને પણ નીમી શકશે.

૩૫. પંચાયતના મેમ્બરે પ્રમાણિકપણે અને નીઃપક્ષપાતપણે પોતાની સત્તા અને ફરજ બજાવવાની છે અને પોતાના સ્વાર્થ માટે અથવા પોતાના ભાઇબંધો અથવા જ્ઞાતીના ભલાં માટે દુરઉપયોગ કરવાનો નથી પણ સ્ટેટને તનમનથી મદદ કરી બીજાને તે પ્રમાણે કરવા સમજાવવાના છે. તેઓએ હંમેશાં આ સિદ્ધાંત મનમાં રાખવો અને તે બીજા ઉપર ઠસાવવા પ્રયત્ન કરવો.

૩૬. કોઇપણ શખસને કોઇ પંચના મેમ્બર અથવા આખી પંચાયતના કામ વીરૂદ્ધ દિવાન સાહેબને ફરીઆદ કરવાનો હક છે આવી ફરીઆદ બાબત તપાસ કરી નીકાલ કરવામાં આવશે. આ ફરીઆદ દવેશ બુદ્ધીવાળી કોઇને હેરાન કરવા અથવા નુકશાન કરવા માટે કરવામાં આવી છે એમ તપાસમાં માલમ પડશે તો ફરીઆદ કરનારને રૂ૦ ૧૦૦) સુધીનો દંડ અથવા એક અઠવાડીઆની સાદી કેદની સજા કરવામાં આવશે.

૩૭. **ચેરમેન**—ગામ પંચાયતને જે કામ સોંપવામાં હશે તે પ્રેસીડન્ટ અને તેમના ગેરહાજરપણાથી બજાવવામાં આ

(૨) પ્રેસીડન્ટની ગેરહાજરીમાં હાજર પંચમાંથી એક જણ.

(એ) સ્ટેટ તરફથી નીમાયલો સીનીઅર માણસ.

(બી) અથવા જો પંચના માણસો હાજર હશે તેના વધુ મતે ચુંટાએલો સભ્ય તે મિટીંગમાં ચેરમેન તરીકે કામ કરશે

નોટ—સ્ટેટ તરફથી નીમાયલા શખશમાં તલાટી કરતાં પટેલ પ્રથમ હકદાર છે.

**વધુ મતે પસાર થવાના સવાલો.**

૩૮. ગામ પંચાયત આગળ રજુ થએલા દરેક સવાલ પંચના જે મેમ્બરો હાજર હશે તેના વધુ મતે અથવા જો બન્ને બાજુના મત સરખા હશે તો જે બાજુ પ્રેસીડન્ટ પોતાનો મત આપશે તે મુજબ પસાર થશે.

**ધર્માદા સંસ્થાઓ.**

૩૯. પોતાના ગામમાં આવેલા ધર્માદા સંસ્થાઓ વખતો વખત તપાસવાની ફરજ ગામ પંચાયતની ઉપર રહેશે; અને એ તપાસમાં જો કાંઈ ગેર બંદોબસ્ત માલુમ પડે તો તે બાબતનો રિપોર્ટ સ્ટેટના સત્તાવાળાને તુરત કરવો. ધર્માદા સંસ્થાના મેનેજરોએ આવી તપાસણી વખતે ગામ પંચાયતને દરેક સગવડ કરી આપવાની છે.

૪૦. આ કાયદામાં જે બાબતનો સમાશ કરવામાં આવ્યો નથી તે બાબતનો નામદાર સરકાર સાહેબના મુબારક ફુરમાન મુજબ નીકાલ થશે.

જો ગ્રામ પંચાયત સંતોષકારક કામ બજાવશે તો
વરસની મુદત વીતે તેઓનાં કરવાનાં કામો અને ફરજો
રવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે અને તે સંજોગોમાં
મના કામ માટે લોકલ ફંડની આખી રકમ તથા સ્ટેટની મદદ
રીકે સ્ટેટની જનરલ રેવન્યુમાંથી લોકલ ફંડની રકમની
ડેથી રકમ વધારા તરીકે આપવામાં આવશે.

તા ૧૨ જુન ૧૯૨૧.

સહી/. IBRAHIMKHAN,

નવાબ સાહેબ,

સચીન સ્ટેટ.

